શ્રી

# नर्मदा स्तुति.

## ष्टक.

રચનાર,

વિ અમૃતલાલ અનોપરામ ઉર્ફે આફલાતુન.

ડાકોરવાળા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

કવિ અમૃતલાલ અનોપરામ ઉર્ફે આફલાતુન.

ડાકોરવાળા.



આવૃત્તિ ત્રીજી. પ્રત ૫૦૦.

[ આવૃત્તિ બીજી કરતાં કંઈપણ ફેરફાર કરવામાં આવ્યો નથી. ]

શ્રી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું

પાંચકુવા—અમદાવાદ.

સંવત ૧૯૭૦. સને

કીમત ૦—૦—૧

# જાહેર ખબર.



નીચે લખેલે ઠેકાણે તમામ જાતની ખાખ કરેલી સુંદ એકજ ભાવથી મલશે.

| | |
|---|---|
| અબરખ ભસ્મ હજાર પુટી તોલા ૧) | રૂ. ૨૫-૦-૦ |
| લોહકાન્તીસાર ભસ્મ તોલો ૧ | રૂ. ૩-૦-૦ |
| હડતાળ ભસ્મ તોલો ૧ ના | રૂ. ૧૦-૦-૦ |
| સોમલ ભસ્મ તોલા ૧ ના | રૂ. ૧૦-૦-૦ |
| સુવર્ણ વસંત માલતી તોલા ૧ ના | રૂ. ૨૦-૦-૦ |
| સાધારણ તાંબુ મારેલું ભસ્મ તોલા ૧ ના | રૂ. ૨-૦-૦ |
| ઝેરીજ વગરનું તાંબુ છે. | |
| મસક મૃગાંક તોલા ૧ ના | રૂ. ૫-૦-૦ |

સવાસકાસ તથા સકતી માટે સારું છે ઉપર પ્રમાણે દવાઓના ભાવ સારા છે.

મલવાનું ઠેકાણું

વૈદ ભોગીલાલ લલુભાઇ.

રેસનારાયણના મંદીર પાસે.

મુ. ચાંનોદ.

श्री

# नर्मदा स्तुति.

## अष्टाअष्टक.



રચનાર,

કવિ અમૃતલાલ અનોપરામ ઉર્ફે આફલાતુન.

ડાકોરવાળા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

કવિ અમૃતલાલ અનોપરામ ઉર્ફે આફલાતુન.

ડાકોરવાળા.



આવૃતિ ત્રીજી. પ્રત ૫૦૦૦.

[ આવૃત્તિ બીજી કરતાં કંઈપણ ફેરફાર કરવામાં આવ્યો નથી. ]

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાભાઈ મંગળદાસે છાપ્યું.

પાંચકુવા—અમદાવાદ.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૪

કીમત ૦—૦—૦

# અર્પણ પત્રિકા.

## નેક નામદાર મહારાણાશ્રી જીતસિંહજી ખુમાનસિંહજી.

### સ્વસ્થાન માંડવા દરબાર.

આપ ક્ષત્રિય વીર મહાપ્રતાપી હોઇ ક્ષત્રિય ધર્મનું પાલન કર્તા છો. ગોબ્રાહ્મણાદિકનું પાલન કરવું એજ ક્ષત્રિ વિરોનું પરમ ભૂષણ સમજો છો પ્રજાનું રક્ષણ કરી તેમને પુત્ર સમાન પાળવા આપ સદા તત્પર છો, તેમજ દીન જનો નાં દુઃખ નિવારણાર્થે પરિશ્રમ વેઠી સદાકાળ સર્વને સુખ આપવા આનંદિત છો. તેવા સર્વ શ્રેષ્ટ ગુણોનું અવલોકન કર તાં આપ નામદારને આ **નર્મદા** સ્તુતિનો લઘુ ગ્રંથ અર્પણ કરવો યોગ્ય લાગે છે તે આપ સ્વિકારશો એજ મારા પરિ-શ્રમનું સાફલ્ય છે.

હરિગીત.

જેની ક્રિયા સત ધર્મમાં પ્રેરાયલી છે મૂળથી,
ગોદ્વિજ તણા પ્રતિપાળ પ્રકટયા શુદ્ધ ક્ષત્રિય કુળથી;
તેવા પ્રતાપી જીતસિંહજિ માંડવાના મહિપતી,
કરજો પ્રભુ કલ્યાણ નિશદિન સુયશ આપો અતીમતી. ૧

કૃષ્ણ ભાદ્રપદ.
સંવત ૧૯૭૦

લી. મેતા અમૃતલાલ અનોપરામ
ઉરફે આફલાતુન.
શ્રી નર્મદા નિરાશ્રીત ગૌરક્ષક ફંડની
ગોશાળાના સ્થાપક.

શ્રી.

પતિતપાવની.

# નર્મદા સ્તુતિ.



## સ્તોત્ર ૧

આ સ્તોત્ર નર્મદાતીરે બેસી ૧૦૮ વાર સોળદિવસના પ્રયોગથી શ્રદ્ધાધારી પાઠ કરશે તેની મનઃકામના પૂર્ણ થશે.

### નારાચ વૃત્ત.

મહા કૃપાળિ પાપહારિ સુખકારિ શ્રીપદા,
ભર્યું દિસે અતૂલ નીર શ્રેષ્ટ શુદ્ધ સર્વદા;
ટળે તદા અમોઘ દોષ સ્નાનથી સુધામ્બુદે,
કૃપા કરો કૃપાળિ કષ્ટ હારિ માત નર્મદે. ૧

શનત્કુમાર શુકને વશિષ્ટ વ્યાસ આદિ જે,
મહા પ્રતાપ તું થકી થયા શું બ્રહ્મવાદિ જે;
તટો વિશે વિબૂધ વાસ છે તપસ્વિ તું પદે,
કૃપા કરો કૃપાળિ કષ્ટહારિ માત નર્મદે. ૨

અનંત તુન અંત તું મહન્ત સંત સેવતા,
મહાન ચક્ર ધારી શક્ર આદિ સૂર દેવતા;
તજી અપાર સુખ સ્વર્ગ તુજને ચહે હૃદે,
કૃપા કરો કૃપાળિ કષ્ટ હારિ માત નર્મદે. ૩

પશ્યા અનંત વાસ સિદ્ધ સંતના તટો વિષે,
તુરંગ તું અભંગ ઉઠતા ઉતંગમાં દિશે;
બલિષ્ટ વેગ વારિ શુદ્ધ ગર્જના થતી નભે,
કૃપા કરો કૃપાળિ કષ્ટહારિ માત નર્મદે. ૪
ધરા ધરા વિડારિ વારિ હારિ ગાઢ વન્નને;
વિકાશિયું અધીક માત આપના વદન્નને;
વહે ધરી સુગન્ધ મંદ ઔષધી અતી મદે,
કૃપા કરો કૃપાળિ કષ્ટ હારિ માત નર્મદે. ૫
અપાર સત્વ ગુણુ જ્ઞાન તુજ વારિમાં વસે,
મહાન મોક્ષદાયની ત્રિલોક તારિણી દિસે;
સહેજ સ્નાનથી તજાય પાપ પુંજ તું પદે,
કૃપા કરો કૃપાળિ કષ્ટ હારિ માત નર્મદે. ૬
અપાર તું અલેખ્ય તું અમોઘ તું જણાય છે,
પવિત્રમાં પવિત્ર નામ નર્મદા ભણાય છે;
સદાય સુખકારી દુઃખહારિ દેવી શર્મદે,
કૃપા કરો કૃપાળિ કષ્ટહારિ માત નર્મદે. ૭
અખંડ તેજ તાહરૂં વસે સદાય ભૂતળે,
ત્રિલોકને રચ્યું જણાય તેહ તુજના બળે;
ઋષિ મુનિ વસિ તટે સદાય સ્તોત્ર તું વદે,
કૃપા કરો કૃપાળિ કષ્ટ હારિ માત નર્મદે. ૮

### સ્તોત્ર ૨.

આ સ્તોત્રનો ૬૪ વાર પાઠ કરી મહાદેવની રૂદ્રી કરાવશે;
તેને માથે આવેલું કલંક દૂર થઈ પોતે સત્યવાદી

## હરિગીત છંદ.

જય જનનિ તું જગતારિણી ભય હારિણી સુખ કારિણી,
તવ ભક્ત જન પ્રતિપાળ દીનદયાળ જય જશ ધારણી;
તુજ નામ જપતાં પાપ નાશે સુખ પામે સર્વદા,
કલ્યાણિ હે શંકરપ્રિયા નમુ નેહ ધારિ નર્મદા. ૧
તું અમર કંઠથી ઉતરી ગિરિવર ગહુન કઈ તોડિયા,
ભોમી ખણી પાતળ ભેદયું ગાઢ વન વસુ મોડીયા;
વસુધા વળી પાવન કરી તવ નીર નિર્મળથી સદા,
કલ્યાણિ હે શંકરપ્રિયા નમુ નેહ ધારી નર્મદા. ૨
આરા ઉવારા ઓપતા ચહુ પાસ દેવળ દેવનાં,
શોભે પતાકાને ધ્વજા વ્યોમે શિખરપર ઉડતાં;
તુજ વારિ વહુન થકી થતી ઘનઘોર ગંભીર ગર્જના,
કલ્યાણિ હે શંકરપ્રિયા નમુ નેહ ધારી નર્મદા. ૩
વ્યોમે વશો સુર સર્વદા તવ નીર નેહ નિહાળતા,
વળિ પુષ્પ સિંચી પ્રેમથી ભેરી દદામ બજાવતા;
દુખિયા અતી દીન લોક ટાળે સ્નાન કરી સહુ આપદા,
કલ્યાણિ હે શંકરપ્રિયા નમુ નેહ ધારી નર્મદા. ૪
છે અતુલ બળ તવ વારિમાં શુભ વહુન ગંભીર ગાજતું,
તે વહુન જલમાં સ્નાન કરતાં પાપ કલિમળ નાસતું;
તન મન થાય પવિત્ર પળમાં વારિ સ્પર્શે જો કદા,
કલ્યાણિ હે શંકરપ્રિયા નમુ નેહ ધારી નર્મદા. ૫

ભરિયા અતી ગુણુ વારિમાં સુભ સ્નાનથી વ્યાધી ટળે;
વળી મલિનતા મનની હરે અંત પ્રભુ પદમાં ભળે;
રે માત તુજનું નામ જપતાં સાંપડે સુખ સંપદા,
કલ્યાણિ હે શંકરપ્રિયા નમુ નેહ ધારી નર્મદા. ૬
હર નર્મદે હર નર્મદે હર નર્મદે હરનિશ વદે,
છુટે ઉપાધી અંગની શુભ વાસ પામે પ્રભુ પદે;
ધન ધાન્ય પુત્ર કલત્ર લીધે મોદ મંગળ સર્વદા,
કલ્યાણિ હે શંકરપ્રિયા નમુ નેહ ધારી નર્મદા. ૭
મહિમા ગણાય ન મૂજથી તું શ્રેષ્ટ સુખકર માત છે,
જયકર જગમાં જરૂર જનની નામ અતિ વિખ્યાત છે;
કરજે કૃપા સુત જાણી હું યાચુ શરણ આવી સદા,
કલ્યાણિ હે શંકરપ્રિયા નમુ નેહ ધારી નર્મદા.

## સ્તોત્ર ૩

આ સ્તોત્રનો નિત્ય ઘૃતદિપક કરી સાતવાર પાઠ કરશે;
તે માણસથી સભા મોહ પામશે અને સારૂ માન્ય મળશે.

### સાર્દૂલ વિક્રિડીત છંદ.

કલ્યાણી સુખદાયની દુઃખહરા શાંતીપ્રદે નર્મદે,
યાચું હું તવ દાસ જનનિ જગમાં શોધી સુખાળા પદે,
મમાયા મદ મોહ ટાળી મનના આનંદ આપો સદા,
પાળો પુત્ર સમાન પ્રેમ કરીને હું સુત શ્રી નર્મદા. ૧
વારી વેગ વિશેષ નિર્મળ સદા પાપો બળે ભાળતાં,
થાએ શુદ્ધ શરીર સર્વ જનનું તું નીર નીહાળતાં;

શ્રદ્ધા ધારી ભજે સદા જન તને આવે ન કષ્ટો કદા,
પાળો પુત્ર સમાન પ્રેમ કરીને હું સુત શ્રી નર્મદા. ૨
પાળો સત્ય સદૈવ મત્સ્ય કછને ધો સુખ શાંત્તિ સદા,
પ્રૌઢા ગ્રાહ વસાવી આપ ઉદરે કલ્યાણ ઈચ્છો તદા;
તેવો જાણી મને નિરંતર મયા શર્ણે ધરો સર્વદા,
પાળો પુત્ર સમાન પ્રેમ કરીને હું સુત શ્રી નર્મદા. ૩
રે એક્યાસિ સહસ્ર મુક્ત મુનિઓ વાસો વસે તુ તટે.
વ્યાસાદીક વશિષ્ટ શુક સરખા સેવે જનુની તને;
આપે સિદ્ધિ સમૃદ્ધિ પુત્ર પ્રમદાને મોક્ષ જ્ઞાનામ્બુદા,
પાળો પુત્ર સમાન પ્રેમ કરીને હું સુત શ્રી નર્મદા. ૪
તું દેહે સહુ દેવ આવી વસિયા પાષાણવત્ પ્રેમથી,
કો શંખો વળી ચક્ર રૂપ બનિયા ગાન્ધર્વ યક્ષો અતી;
ગાયે કિન્નર રાગ નૃત્ય કરતી દેવાંગના સર્વદા,
પાળો પુત્ર સમાન પ્રેમ કરીને હું સુત શ્રી નર્મદા. ૫
જેનો પૂર્ણ પ્રતાપ શ્રેષ્ટ સુખદા ભૂમી તળે ભાસતો,
જેના તુંગ તરંગ રંગ ઉછળે આ સૃષ્ટિ દીપાવતો;
તેવી માત હરે સદા દુઃખ સહુ ને ટાળતી આપદા,
પાળો પુત્ર સમાન પ્રેમ કરીને હું સુત શ્રી નર્મદા. ૬
તુંના બેઉ તટો વિશે વશિ રહ્યા વૃક્ષો અને પક્ષિઓ,
માનું ધન્ય સુજન્ય તેહ જગમાં તું માતથી રક્ષિઓ;
ઈચ્છે સૂર સદૈવ તેહ સ્થળને રેવા તટે સર્વદા,
પાળો પુત્ર સમાન પ્રેમ કરીને હું સુત શ્રી નર્મદા ૭

આપો વાસ સદાય માત શરણે ચાહુ અતી ઉરમાં,
પામું પ્રેમ વિશેષ સ્નાન સુખદા છે નર્મદા નીરમાં;
ધારીને શિર હસ્ત માત મુજની શર્ણે વસાવે સદા,
પાળો પુત્ર સમાન પ્રેમ કરીને હું સુત શ્રી નર્મદા. ૮

સ્તોત્ર ૪.

આ સ્તોત્રનો ધૃતદિપક કરી એક સ્થાને બેસી નીત્ય પાંચવાર પાઠ કરશે તેને નષ્ટ ગ્રહ, દશા, પનોતી નડશે નહિ પણ સુખ પામશે.

વસંત તિલકા વૃત.

હે નર્મદે તવ મહાત્મ અગમ્ય ભાસે,
સૂરો સદા સ્વર્ગમાં તવથી પ્રકાશે;
છે વાસ નિત્ય શુભ શંકરના હ્રદે તું,
રે સત્ય જગ્ત જનની નમુ નર્મદે હું. ૧
ગંગા ઉમા ગણપતી નકી શીવને છે,
પ્યારી અતી પરમ પ્રાણ સમી ગણે છે;
તેથી સદા સુરવરો શરણે વસે તું,
રે સત્ય જગ્ત જનની નમુ નર્મદે હું. ૨
શીવે નિપાવિ તવને જગ માંહિ જ્યારે,
દીસો વરિષ્ટ વર ઉત્તમ એક ત્યારે;
કલ્યાણ થાય જનનું શુભ સ્નાનથી તું,
રે સત્ય જગ્ત જનની નમુ નર્મદે હું. ૩

ચક્ષુ થકી નિરખતાં ભવ ત્રાસ ભાગે,
તું વારિ સ્નાન કરતાં શુભ કર્મ જાગે;
પીડા ટળે પ્રબળ સુખ સદૈવ દે તું,
રે સત્ય જગ્ગત જનુની નમુ નર્મદે હું. ૪
નાના અધીક નથી ગંગ વિષે વધારે,
કે ગૌતમી પણ નહી તવથીજ ભારે;
મુકાવતી પલકમાં જન પાપ તે તું,
રે સત્ય જગ્ત જનની નમુ નર્મદે હુ. ૫
ગોદાવરી યમુન ગંગજ ગોમતી તું,
કાવેરી સિંધુ સરયૂ વળિ સરસ્વતી તું;
સૌ તિર્થ આવી વશિયા શુભ વારિમાં તું,
રે સત્ય જગ્ત જનની નમુ નર્મદે હું. ૬
કાશી પ્રયાગ વળી તિર્થપતિ ગયા છે,
દ્વારામતી હરદ્વાર વિષે રહ્યા છે;
એ સર્વ તિર્થતણું પૂરણુ પુણ્ય દેતું,
રે સત્ય જગ્ત જનની નમુ નર્મદે હું. ૭
તું માત નર્મદ તણા ગુણ કેમ ગાઉં,
ધારી વિચારી રૂદયે અતિ શાંત થાઉં;
ચાહું સદા શરણુવાસ વસું પદે હું,
રે સત્ય જક્ત જનની નમુ નર્મદે હું. ૮

સ્તોત્ર ૫.

આ સ્તોત્રનો પાઠ નિત્ય સાતવાર ઘરમાં બેશી કરવો ને

તે વખત અગરબતીનો ધુપ કરવો તેથી ભૂત પ્રેતાદિકનું દુઃખ નાશ પામશે.

ભુજંગી વૃત.

અતી નર્મદા નીર ગંભીર ગાજે, મહા પાપને દુઃખ સંતાપ ભાજે;
ટળે સ્નાનથી તાપ કોટી અપારી, સુખાળો કરો નર્મદા માત મારી.૧
વિદારો સહુ ત્રાસ આતમ કેરો, ભરોંસો મ્હને માત તારો ઘણેરો;
હઠાવો સહુ ઉરની આપદાઓ, નમું નર્મદે સુતને સાહ્ય થાઓ. ૨
તને જાપતાં કષ્ટને શિઘ્ર નાસે, વળી નામથી ભૂતને પ્રેત ત્રાસે;
પિશાચો અને વ્યંતરાં તુર્ત જાએ,કરે સ્નાન તુંમાં સદા સુખથાએ.૩
નિવાર્યાં ઘણાંનાં અતીકષ્ટ દેવી, મહારોગિઓએ તને સત્ય સેવી;
વળીવ્યાસને શુક શર્ણે વશ્યાછે, મુનિન્દ્રો કંઈ માતથી વિલશ્યાછે.૪
કૃપાદૃષ્ટિ તું માતની થાય જ્યારે, ટળે કષ્ટ કૂડાં મળે સુખ ત્યારે,
દયાળી દયાથી સહુ ભદ્ર થાયે, મયાળી મહા કાર્યની સિદ્ધિ હોયે.૫
રહે દૂર વ્યાધિ સહુ તું દયાથી, ટળે સર્વ દારિદ્ર દેવી કૃપાથી;
તદા હું ઉપાસુ સદા પ્રેમ આણી, ખરે જક્તમાં તારિણી તુંજજાણી.૬
વસ્યું જેહના મુખમાં નામ તારૂં, સદા શ્રેષ્ટ માંગલ્ય તેનુ થનારૂં;
કદી ના રહે ક્લેશ કે દુઃખ પાસે, વસે સુખમાં સર્વદા શાન્ત વાસે.૭
સદાએ વિચારી રૂદે નામ રાખું, મુખે નર્મદા નર્મદા વાણિ ભાખું;
તદા માતટાળો સહુ ક્લેશ તાપો,કરીને કૃપા શાંતિને સુખ આપો.૮

સ્તોત્ર ૬.

આ સ્તોત્રનો નિત્ય દીપક અને અગરબતીના ધુપસાથે

ત્રણુવાર પાઠ કરશે અને દર સોમવારે નર્મદામાં સ્નાન કરશે તેનો ચોથીઓ, એકાંતરીયો વિગેરે તાવ તથા સર્વ વ્યાધી નિર્મૂળ થશે.

### શાલિની વૃત.

સ્મરણુ કરૂં સદા હું નર્મદા માત તારૂં,
અધિક અધિક તેથી જ્ઞાન પામું રૂપાળું;
જય જય જશકારી પાપ હારી દયાળી,
શરણુ સુત તમારો નર્મદા માત મારી. ૧
વરદ સુખદ દેવી સત્ય આધાર તારો,
અમિત નયનવાળી આશરો છે તમારો;
સકલ દુઃખ નિવારી માવડી લ્યો ઉગારી,
શરણુ સુત તમારો નર્મદા માત મારી. ૨
કુટિલ અધમ પાપી તોય છું માત તારો,
તનય તવ તણો હું બાંય ઝાલી ઉગારો,
નહિ નહિ તુજ જેવી માવડી કો દયાળી,
શરણુ સુત તમારો નર્મદા માત મારી. ૩
અધમ જન કદાપી સ્નાન તુંમાં કરે છે,
તદપિ તનય જાણી કષ્ટ તેના હરે છે;
સ્મરણુ શુભ સુખાળું સર્વદા શ્રેયકારી,
શરણુ સુત તમારો નર્મદા માત મારી. ૪
અવિચળ યશ પામે તુજનો માત થાતાં,

કર અહિ દુઃખ ટાળે નેહથી નીર ન્હાતાં;
સુખદ સુરસ શાન્તી આપતી તું અપારી.
શરણુ સુત તમારો નર્મદા માત મારી. ૫
દિનકરની કૃપાથી આપનું નીર ઓપે,
ઝળક ઝળક જાણે શીર કીરીટ શોભે;
ચળકિત મણીમુક્તા રેતિ તું રત્ન ધારી,
શરણુ સુત તમારો નર્મદા માત મારી. ૬
વસુધર વસુ ભેદી રત્ન સૌ સંઘર્યાં છે,
તદપિ તવ જનોને સ્નેહથી સર્વ દેછે;
અમુલખ મણિ પામે માત ભક્તો અપારી,
શરણુ સુત તમારો નર્મદા માત મારી. ૭
અધિક અધિક ગાઉ ગર્વથી ગુણુ તારા,
વિરહ વિરહ દેવી તાપ ટાળો અમારા;
સુખકર શિવ શક્તી આશ રાખું તમારી,
શરણુ સુત તમારો નર્મદા માત મારી. ૮

### સ્તોત્ર ૭.

આ સ્તોત્ર ૧૦૮ વાર પાઠ કરી નર્મદા દેવીને દીપક અને શ્રીફળ અર્પણુ કરશે તો વહાલાં જન માત, પિતા, સ્રી પુત્રાદિકનો વિયોગ ટળી સંયોગ થશે અથવા પરદેશ રહેલાંના સારા સમાચાર મળશે.

### ઉપજાતી વૃત.

નમું નમું નર્મદ માત મારી, ચહું સદા શાન્ત કૃપા તમારી

ધરી સુહસ્તે કર દેવિ મારો, સદાય હું નર્મદ માત ત્હારો. ૧
ઉપાસના છે અતિ ઉગ્ર તારી, સદા સદા સુખની આપનારી;
અનેક પીડા તનની ટળે છે, વિયોગને યોગ જરૂર દે છે. ૨
ભક્તી તમારી ભવદુઃખ હારી, કૃપા થકી મંગળ આપનારી,
ધની કરે નિર્ધન કષ્ટ ટાળી, સુખી કરે શાન્તિ દઇ રૂપાળી. ૩
અનેક વ્યાધી તનના નિવારે, વળી થતાં સ્નાન ભવાબ્ધિ તારે
ન્હાશે કદિ કો જન ઓર સંગે, વસે સદા દેવ તણા પ્રસંગે.૪
ભ્રગુતણું ક્ષેત્ર અતિ પ્રસિદ્ધ, વસ્યાં તહાં તિરથ કોટિ સિદ્ધ;
જરૂર ત્યાં સ્નાન કરી મુકાશે, અમોઘ પાપો તનનાં તજાશે. ૫
ને ઓમકારે જન જેહ જાશે, મહાન એ નર્મદ નીર ન્હાશે;
પામે સદા સંપત સુત નારી, ટળે વિપત્તિ તનની હજારી. ૬
સહુ સ્થળે પુરણ પુણ્ય સ્થાન, સમગ્ર તું નર્મદ છે મહાન;
વપૂ તમારૂં સહુ સત્ય ધામ ભક્તો તણાં પૂરણ સર્વ કામ. ૭
અનાદિ તું સત્ય સમર્થ દેવી, તર્યા જનોકો તવ ચર્ણ સેવી;
તારો સદા હું શરણે નિવાસું, સદા સુખી નર્મદને ઉપાસું. ૮

સ્તોત્ર ૮

આ સ્તોત્ર નિત્ય દશવાર સાત માસ સુધી પાઠ કરશે તેની યથાયોગ્ય સર્વ મનઃકામના પૂર્ણ થશે. સ્ત્રી ધન પુત્રાદીની પ્રાપ્તિ થઇ સર્વ પ્રકારનાં સુખ પામશે.

વંશસ્થ વૃત.

રેરે મયા નર્મદનેહ કારિણી, તું આ ભુમીના જીવજંત તારિણી;
યાચું દયાળી દિન તુજના પદે, તારો મને સુત ગણી શ્રીનર્મદે. ૧

ઉંઠતુરંગો તુજ વારિમાં અતી, સ્નાને કરી શુદ્ધ પમાય સદ્ગતી;
શાન્તિ સુધામ્બુ તુજનું સહુ વદે, તારો મને સૂતગણી શ્રીનર્મદે. ૨
પાપી તદા તુંથકી શુદ્ધ થાય છે, હિંસાત્મિકા દોષ થકી મુકાય છે;
છે તુ અપારી સુખકારિ સર્વદે, તારો મને સૂત ગણી શ્રીનર્મદે. ૩
જાપે દયાળી તવનામ જે મુખે, પામે નહી કષ્ટ સદા વસે સુખે;
ધ્યાને ધરૂં હું બળ રાખીને હૃદે, તારો મને સૂત જાણી શ્રીનર્મદે.૪
વ્યાધી ઉપાધી થકિ તું ઉગારતી, શત્રુ તણા સંકટથી બચાવતી;
ક્ષુધા નિવારે તવનામ સર્વદે, તારો મને સૂત ગણી શ્રી નર્મદે. ૫
અગ્નિ થકી કે જળથી જણાય છે, કોટી કદા સંકટ શીર થાય છે;
તે સર્વ ટાળે જનની યથા બળે, તારો મને સૂત ગણી શ્રીનર્મદે. ૬
અરણ્યમાં કે વરૂવ્યાઘ્ર આદિથી, આવે કદા સંકટ ચોરવાદિથી;
તે તુર્તટાળે શુભ નામ ઔષધે, તારો મને સૂત ગણી શ્રીનર્મદે. ૭
કોટી અપારી સહુ કષ્ટ ટાળતી, રે માતતું આ ભવથી ઉગારતી;
ધારૂં સદાએ શુભનામ હું હૃદે, તારો મને સૂત ગણી શ્રીનર્મદે ૮

## અન્થાન્ત નર્મદે સ્તુતિ.

### પદ કલ્યાણ,

જય શ્રીનર્મદે જયશ્રીનર્મદે, પ્રેમધારી હે દયાળી પ્રણમુ હુ પદે ટેક
બ્રહ્મા વિષ્ણુ શંકર સહુને તુછે પ્રીય અપાર;
તુજના જળમાં સ્નાન કર્યાથી પામે નર ભવપાર. જયશ્રી. ૧
તુંગતરંગ અતી જળ તુજના જોતાં સંકટ જાય,
ઘોર સંગ ઓવારે ન્હાતાં દુખડાં દૂર પળાય. જયશ્રી. ૨

ભવન કુબેર તણું નિરખતાં પાપ ન આવે પાસ;
પ્રેમ ધરી ઉર દર્શન કરતાં પુરે શંકર આશ. જયશ્રી. ૩
હરહર નર્મદ હરહર શંકર કરતાં વાણિ ઉચાર;
માગ્યું આપે માત નર્મદા પુણ્ય પદારથ ચાર. જયશ્રી. ૪
પાવનકારી નીર નર્મદા પાન થતાં પળમાંય;
ગોરક્ષક શુભ નામ સમરતાં સિદ્ધ મનોરથ હોય. જયશ્રી. ૫

## નર્મદાજીની આરતી.

જય નર્મદ માતા જય નર્મદ માતા,
કરૂણાકાર કૃપાળી આપે સુખ શાતા. જય નર્મદ. ૧
પાવન પરમ સહાય નિર્મળ જળ તારૂ (૨)
સ્નાન થકી શુદ્ધ કરીને સંકટ હરનારૂં. જય નર્મદ. ૨
શંકર હૃદીયે વાસ છે તુજનો દેવી. (૨)
મુનિ માર્કન્ડે તવને સ્નેહ થકી સેવી. જય નર્મદ. ૩
બ્રહ્મા વિષ્ણુ મહેશ તવ પદ આરાધે. (૨)
પંચ પદારથ પામે મોક્ષ ધામ લાધે. જય નર્મદ. ૪
અગણિત ગુણ દેનાર તું નર્મદ શક્તિ.
અમૃત ચરણ નિવાસી આપો અતિ ભક્તી. જય નર્મદ. ૫

## ગીતી.

આ સ્તુતિ અંતર લહીને શ્રદ્ધા ધારી નર્મદ જળ નહાશે;
એ સુખ સંપત અંતે એ જન શિવ ધામે જાશે.

# જાણુવા જોગ જાહેર ખબર.

કેટલાક હેતસ્વીઓ મારા ઉપર પ્રજાના હિતને માટે કામ કરતાં મોટિ આફ્ત ગૂજરેલી છે તે ઉપરથી કેટલાક સ્નેહિઓનાં મન દિલગીર થયાં છે. અને દુશ્મનોએ મારા ઉપર એટલો બધો હુમલો કરેલો છે કે મારી ડાકોરમા ગૌશાળા છપ્પનના કાળ વખતે તન મન ને ધન સરવે ગૌમાતાને અર્પણ કરીને હું ચલાવતો હતો પરતુ મને દમનો રોગ શરૂ થયો અને હું મારિ શક્તિથી હીણુ થયો એટલે મેં એક જાહેરખબર છપાવી કે હુ આ સરવે મિલકત સાર્વજનિકના નામ ઉપર કરૂછું અને તે ઉપરાંત દરવર્ષે ૨૦૦ રૂપિયા ઉદ્યોગ કરી આપવાને બંધાઉછું અને હુ સન્યાસ ધારણુ કરવાને ઇચ્છા રાખૂછું પણ મને સંતોષકારક વહિવટ ચલાવે એવું માણુસ આવિ મલ્યું નહિં છેવટે મેં મારા ધર્મપુત્રને નામે વહિવટ ચડાવ્યો બાદ તેના વહિવટમાં મારા કરતાં સારી સ્થિતીમાં જાનવર રહેવાને લાગ્યાં ને સંખ્યા વધિ. એક હજાર ઉપરાંત જીવનો નિર્વાહ થવા લાગ્યો તે જોઇ મને સંતોષ થયો, બાદ હું મારિ જીંદગી ગુજારવા તીર્થનો આશરો શોધવા ચાંણોદ ગયો ને ત્યાં માંડવા દરબારનો મેળાપ થયાથી તેમની સહાયતાથી તેમના આશરે નીચે નર્મદાનિરાશ્રિત ને ગૌરક્ષક ફંડ એ નામથી ગૌશાળા સ્થાપિ. એ ગૌશાળા બંધાવવાને માટે માંડવા દરબાર તરફથી ૫૦ ગજ લાંબી અને ૧૫ ગજ પહોળી જમીન મને આપી તે જમીન ઉપર મેં વાંસ વળીઓ અને પાલાંથી કાચું કંપાઉન્ડ બાંધી ગૌશાળાનું બોર્ડ મારી કામ શરૂ કર્યું ડાકોરની અને ચાણોદની બને ગૌશાળાનું કામ સારી સ્થિતીએ ચાલવા લાગ્યું તે જોઇ દુશ્મનોથી સહન થયું નહિ એટલે સરકારને આડુઅવળુ સમજાવી મારા પુત્ર પાસેથી વહિવટ લઇ ઘે·

.પાસ કરી કે ડાકોરમાં અફખાતુને જે ધર્માંધ
જરૂર છે તેને કાયમ રાખવાનેમાટે સરકારની દે-
ગુસોની કમિટિ નિમી. એની સુવ્યવસ્થા ચ-
ત કમિટિને સ્વાધીન કરી છે સરકારનો હેતુ
વાનો છે. બરબાદ કરવાનો હેતુ સરેકારનો નથી
ટલાક કમેટિમાં છે. તેઓએ ગૌશાળાના હિતને
કો બનાવેલાં ત્થા મારી આખી જીંદગીમાં કવિતા-
સંઘરો કરેલો તે સઘળો હરાજી કરીને જીુજ કિંમતમાં
ડી નાખ્યો તે પૈકિ બે ત્રણ કાપી રહીમાંથી વિસિવાળા
જીુરામે મને આપી છે તે છપાવી પ્રજાની સવામાં મૂકીશ
બધું બરબાદ કરતાં સંતોષ થયો નહિ કે ગૌશાળાનો જાનવરો
ાર્યાં અને ક્યાં છે તેનો પૂરો પત્તા નથી તેમ મકાનો વેચી
ા છે આ સઘળી ચીજોનો હું તપાસ કરૂં તેને માટે મને એટલે
જે અટકાવ કર્યો કે ત્રણ દિવસ સુધી ગાયોને ખાવા માટે કંસાર
ત્થા ચાર અને પાણી પીવાનો અવાડો ભરાવતો હતો તો પોલિસે
ત્થા ગૌશાળાના નોકરે અટકાવ કરી કહ્યું કે તમને આ તરફ
નજર કરી જોવાનો હુકમ નથી તમારે ગાયોને ખવડાવવું હોયતો કલે-
કટર સાહેબની મંજીુરી લાવો આ વાત સાંભળી અમદાવાદ વિગેરે
જ્યાં જ્યાંના ગાયોના હિતચિંતકો હતા તેઓ સઘળાનાં મન ફરી ગયાં
અને મને કહ્યું કે તમે ચાણોદની ગૌશાળા આબાદ કરો અમારે જે
કંઈ આપવું હશે તે ત્યાં આપીશું ડાકોરમાં આપનાર નથી કેમકે
ગૌશાળાની જમીનમાંથી રાજાને નહિં રૂચતાં છતાં જમીન આપી છે
અને પોતાના મનસ્વી વહીવટ ચલાવે છે તે ઉપરથી
ત્યાં માડવાં દરબાર ગુજરી ગયા
મેનેજર હતા. તેમણે ગૌશા
ર્માંદા ખાતું ઉઠાવી ના

